# શ્રી ઔદિચ્ય ડેફેમેશન કેસ, સને ૧૯૨૫

## અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર:-

હીરાલાલ બાળગોવિંદ વ્યાસ.

મંત્રી:—ઔદિચ્ય, વ્યવસ્થાપક કમીટી; અમદાવાદ.



સંવત ૧૯૮૧. પ્રત ૬૦૦. સને ૧૯૨૫.



કીંમત ૦ ૬-૦.

મુદ્રણસ્થાનઃ—જ્ઞાનમન્દિર મુદ્રણાલય; રાયપુર વાઘેશ્વરની પોળમાં; અમદાવાદ.

મુદ્રકઃ—શંકરરાય અમૃતરાય અઢીયદ.

# દાવા અરજી.

## મે. સીટી ફ. ક. મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં.

**ફરીઆદી—છોટાલાલ સીવરામ લશ્કરી. રે. અમદાવાદ-તાજપુર, તાડની શેરીમાં.**

**વિરૂદ્ધ.**

**તોહમતદાર—હીરાલાલ બાલગોવિંદ વ્યાસ.**

રે. અમદાવાદ-રાયપુર, પખાલીની પોળમાં ચાર શેરી.

ઇ. પી. કો. કલમ. ૫૦૦ મુજબ.

અમો ઉપરના ફરીઆદીની ફરીઆદની બીના એવી છે કે ઉપરના તોહમતદારે અમારી બદનક્ષી કરી ઈ. પી કો. કલમ ૫૦૦) મુજબનો ગુન્હો કર્યો છે. તેની હકીકત નીચે મુજબ છે.

અમો ફરીઆદી ઘણાં વરસો ઉપર અમદાવાદમાં રહેવા આવ્યા છીએ અને આજ ઘણા વરસોથી અમદાવાદમાં રહીએ છીએ.

અમદાવાદની ઔદિચ્ય બ્રાહ્મણની નાતમાં અમારો સંબંધ થયો છે અને પ્રસંગે નાતના માણસો અમારે ત્યાં ટાંણાંમાં જમી ગયાં છે. આ સંજોગોને લીધે અમદાવાદની ઔદીચ્યની ન્યાતમાં સ્વભાવીક રીતે દાખલ થવાની ઇચ્છા થવાથી ન્યાતના આગેવાનોને તે બાબત વિનંતી કરેલી ને તેમના કહેવાથી તેમની જાહેરખબર તા. ૬-૧૨-૨૨ ની જે રજુ કરૂં છું તે મુજબ અમારી ન્યાતના આગેવાન વહીવટદારો ૧. વ્યાસ ગંગાશંકર ...મ ૨. જાની. બદ્રીનાથ રણછોડલાલ ૩. રાવલ. મણીલાલ મયારામ ૪. ...લાખીદાસ ... તેને ન્યાતના રીવાજ મુજબ સદરહુ જાહેરખબરમાં જણાવ્યા પ્રમાણે ન્યાતમાં થવાની ફીના રૂા. ૬૦૩) અંકે રૂપીઆ છસો ત્રણ અમો સદરહુ ન્યાતના ઉપર ... વહીવટદારોને રકમ રોકડી આપેલી જેની ઉપર જણાવેલા ચારે વહીવટદારોની સહી સાથેની પહોંચની નકલ અત્રે રજુ કરૂં છું ને ત્યારબાદ ન્યાતમાં અમારૂં લહાણું નોતરૂં ચાલે છે. પછીથી અમારી ન્યાતમાં દાખલ થયા બાબતની જ્ઞાતિભોજનની વ્યવસ્થામાં ઉપર જણાવેલા તોહમતદારે બદદાનતથી અમારી આબરૂને નુકશાન પહોંચાડવાના ઇરાદાથી વાંધા લીધેલા ને તે બાબત તેમણે તા. ૧૮-૯-૨૪ ના રોજ જાહેરખબર છપાવી વેહેંચેલી છતાંપણ જ્ઞાતિભોજનની તૈયારી અમે કરી, ત્યારે તોહમતદારે પોતાની સહીથી તા. ૨૭-૯-૨૪ ના રોજ બીજી જાહેરખબર છપાવી વેહેંચી અમને ન્યાતમાં તથા વેપારરોજગારમાં હીણપત પહોંચાડવા વધુ પગલું લીધું.

તોહમતદાર જાતે ન્યાતનો સેક્રેટરી કહેવડાવે છે. તે છપાવે છે તે હકીકત બીનપાયાદાર અને ખોટી છે કેમકે અમદાવાદની સમસ્ત ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની જ્ઞાતિએ કોઈપણ વ્યવસ્થાપક કમિટિ નીમી નથી તેમ જ તોહમતદારને કોઈપણ કમિટિના સેક્રેટરી તરીકે નીમ્યા નથી.

અમદાવાદની ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિના કામનો તમામ વહીવટ ઉપર જણાવેલા ચારે વહીવટદારો કરે છે ને ન્યાતની વાડી વાસણકુસણ હીસાબ ચોપડા વિગેરે તેઓના કબજામાં છે. જેના પુરાવા તરીકે તેમની સહી સાથેનું નાતના વહીવટના હીસાબનું છાપેલું સરવૈયું અત્રે રજુ કરૂં છું.

આવી હકીકત છતાં પણ કુસંપ ન થાય તે માટે એક વખત અમે ન્યાત મુલતવી રાખેલી પણ છેવટે તોહમતદાર અમારી વિરૂદ્ધ ખોટી દુશ્મનાવટમાં ઇરાદાપુર્વક મક્કમ રહેવાને અમે ન્યાત કરવા નોતરાં રીતરીવાજ પ્રમાણે ફેરવ્યાં ત્યારે તોહમતદારે ન્યાત અટકાવવા તથા ન્યાતમાં અમારી આબરૂ હલકી પાડવા તા. ૨૮-૯-૨૪ ના રોજ બીજી જાહેરખબર છાપી અને તેમાં ખુલ્લી રીતે પ્રસીદ્ધ કરી અમને જ્ઞાતિમાં પંગતી વહેવાર આપી શકાય કે કેમ તે વાત શંકા પડતી છે, તેમ જાહેર કર્યું.

આ પ્રમાણે પ્રથમથી તે અત્યાર સુધી તોહમતદારે જે વર્તણુંક અમારી વિરૂદ્ધ ચલાવી છે. તથા તેની સહી સાથેની જાહેરખબરમાં જે શબ્દો તોહમતદારે અમારી બાબતમાં વાપર્યા છે તે ખુલ્લી રીતે અમારા ઉપર ખોટો અણુછાજતો આક્ષેપ મુકનાર છે. આમ કરવાનો તેનો હેતુ અમને ન્યાતજાતમાં સબંધીઓમાં તથા ધંધારોજગારમાં હલકા પાડી અમારી પ્રતીષ્ઠા ઉતારી પાડી અમારી આબરૂમાં ખલેલ પહોંચાડી વેપારમાં અમારી આંટને નુકશાન પહોંચાડી દ્વેશબુદ્ધિથી ઇરાદાપુર્વક અમને નુકશાન કરવાનો હતો અને છે.

ઉપર જણાવેલી હકીકતપરથી ન્યાતજાતમાં સંબંધીઓમાં તથા ધંધારોજગારમાં અમારી આબરૂ પ્રતિષ્ઠા હલકી પડી છે. અને અમારી આબરૂને ધોકો પહોંચ્યો છે, અને વેપારમાં પણ અમારી આંટને નુકશાન થયું છે.

માટે અમો નામદાર કોર્ટને અરજ કરીએ છીએ કે તોહમતદારને ઉપરની કલમ મુજબ વારંટ કાઢી પકડી મંગાવી અમારી ફરીઆદની પુરેપુરી તપાસ કરી તોહમતદારને પુરતી સજા કરવા અરજ છે.

## સાહેદ નીચે મુજબ છે.

૧ વ્યાસ ગંગાશંકર નરોતમ. ઠે-રાજામહેતાની પોળ, કાનજી દીવાનનો ખાંચો
૨ જાની. બદ્રીનાથ રણછોડ. ઠે-રાજામહેતાની પોળ, કાનજી દીવાનનો ખાંચો
૩ રાવલ. મણીલાલ મયારામ. ઠે-ખાડીઆ, શોભારામ સુરતીની પોળ.
૪ દવે. બુલાખીરામ નારણ. ઠે-રીચીરોડ, સરૈયા પોળ.
૫ જાની. બાલકૃષ્ણ પુરૂસોતમ. ઠે-સારંગપુર, પંચમુખી હનુમાન સામે.
૬ „ મંગુભાઇ દલસુખ. ઠે-સારંગપુર, તળીઆની પોળમાં.
૭ ત્રવાડી. નાથાલાલ જગજીવન. ઠે-ચંગપોળ, કોઠારી પોળ.
૮ „ નાનાલાલ સાંકળેશ્વર. ઠે-રાયપુર, પીંપરડી પોળ.
૯ મણીલાલ દલસુખ. રેહેવાશી ગામ-થામણાં તાબે ઉમરેઠ
૧૦ ભટ. જેઠાલાલ નાથજી. ઠે- અમદાવાદ, ધના સુતારની પોળ, સોનીની પોળ.
૧૧ પટેલ. નરસીભાઇ શંકરભાઈ રેહેવાશી ગામ-થામણા તાબે ઉમરેઠ.
૧૨ પરભુદાસ નારણભાઈ. રે. મજકુર.
૧૩ શા. મગનલાલ પીતાંબર. „
૧૪ મહેતા અંબાલાલ હીરાલાલ રે. મજકુર

એ સિવાય બીજા સાહેદો બહારગામના છે તેઓની જરૂર પડે હાજર કરીશું એજ

તા. ૯-૧૦-૨૪.

(સહી) પંડયા છોટાલાલ શીવરામ સહી દા. પોતે.

હું છોટાલાલ શીવરામ રૂબરૂ હાજર થઇ પ્રતીજ્ઞા પર લખાવું છું કે હું ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ છું. મારૂં મુળ વતન થામણા તાલુકે આણંદ છે. અમદાવાદ શહેરમાં લગભગ દશ વરસથી હું મારા કુટુંબ કબીલા સાથ વેચાણ ઘર લઇ રહેલો છું. મારી અમદાવાદની ન્યાતમાં હું જમવા ઘણાં વરસોથી જાઉં છું તેથી મારો વીચાર અમદાવાદ વતન બાંધી રહેવાનો થતાં મેં અમદાવાદ ન્યાત જમાડવાનો આસરે ત્રણ વરસ પર વીચાર રાખેલો પણ ન્યાતમાં ભળવાની ફીના રૂા. ૨૦૦) લેખે મારા કુટુંબના રૂા. ૬૦૩) ન્યાતના વહીવટદારોને તા. ૧૧-૧૨-૨૨ ના રોજ આપેલા તેની રસીદની નકલ આંક ૧ રજુ કરૂં છું. ન્યાતમાં તા. ૧૧-૧૨-૨૨ ના રોજ ફીના નાણાં ભરી દાખલ થતા મેં ન્યાત કરવા વીચાર કર્યો પણ ન્યાતના કેટલાક દેપીલાઓએ ન્યાત બીગાડ કરવાનો ઇરાદો રાખ્યાની મને ખબર પડતાં મેં તે વખતે ન્યાત કરવાનું બંધ રાખેલું જ્યારે સમાધાન ન થવાથી મેં તા. ૨૯-૯-૨૪ ના રોજ ન્યાત કરવાનું નક્કી કરી સમસ્ત ન્યાતને તા. ૨૭-૯-૨૪ ના રોજ નોતરાં ફેરવ્યાં તેથી તા. ૨૭-૯-૨૪ ના રોજ ન્યાતી ભોજનમાં તે દીવસ જમવા નહી જવાની મતલબનું એક જાહેર વીનંતી તોહમતદારે છાપી પ્રસિદ્ધ કરેલી તેની નકલ આંક ૨ રજું કરૂં છું. તોહમતદારે તા. ૨૭-૯-૨૪ ના રોજ મારા વિરૂદ્ધ જાહેર વીનંતી ફેરવ્યાથી તોફાનનો મને ડર લાગતાં સુલેહના ભંગની ન્યાતમાં, તે અગર તેના મળતીઆ તોફાન ન કરે, તે માટે મેં તા. ૨૭-૯-૨૪ ના રોજના અરસામાં અરજી કરેલી છે તેથી ન્યાતમાં તોફાન નહી થએલું પણ દ્વેષભાવથી ઇરાદા પૂર્વક અમારી આબરૂને નુકસાન પહોંચાડવાની ખાતર તા. ૨૮-૯-૨૪ ના રોજ તોહમતદારે એક જાહેર ખબર છપાવી પ્રસિદ્ધ કરેલી તે નકલ આંક નં. ૩ રજુ કરૂં છું. તોહમતદાર ન્યાત તરફથી સેક્રેટરી નીમાએલા નથી પણ ન્યાતની મીલકતના વહીવટદારો મણીલાલ મયારામને બીજા ત્રણ જણા છે અને તેઓને મેં ફીના રૂ. ૬૦૩-૦-૦ આપેલા છે તે સરવઇયામાં વહીવટદારોએ જમા કરેલા છે તેની નકલ આં. ૪ રજુ કરૂં છું. અમદાવાદની ન્યાતના આગેવાન વહીવટદારો ગંગાશંકર નરોતમ અને બીજા ત્રણ જણાએ તા. ૬-૧૨-૨૨ ના રોજ નક્કી કરી જાહેર ખબર છપાવેલી કે અમદાવાદની ન્યાતમાં દાખલ થનાર પાસેથી દર લાંણા દીઠ રૂા. ૨૦૧) લઇ ન્યાતમાં દાખલ કરવામાં આવશે તે મુજબ મેં રૂા. ૬૦૩) આપેલા છે જાહેર ખબરની નકલ નં. ૫ રજુ કરૂં છું. સદરહુ જાહેર વીનંતી અને જાહેર ખબરોમાં અમો ઔદીચ્ય સહસ્ર હોવા છતાં અમોને પંકતી વહેવાર આપી શકાય કે કેમ તે બાબત શક પડતી છે અને જાહેર તોહમતદારે કરી પ્રસીદ્ધ કરેલું છે તેથી મારી તોહમતદાર પર કાયદેસર ફરીયાદ છે. બીજા સાક્ષી નથી.

| | |
|---|---|
| તા. ૯-૧૦-૨૪ | રૂબરૂ |
| (સહી) છોટાલાલ શીવરામ | ઇંગ્રેજીમાં સહી. |
| સહી દા. પોતે | ૨. ક. માજી. |

# સરકાર તરફથી સાહેદી નં. ૧ ની જુબાની.

હું આ ઉપરથી પ્રતિજ્ઞા કરી કહું છું કેઃ—

મારૂં નામ છોટાલાલ બાપનું નામ શીવરામ ધર્મ હિન્દુ ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ ઉમર આસરે ૬૦ વરસની, ધંધો ગવર્નમેંટ પેન્સનર મીલીટરી કોન્ટ્રાકટર, રહેવાનું ગામ તાજપુર તાડની શેરી, ડીસ્ટ્રીકટ અમદાવાદ.

## સર તપાસણી વકીલ મી. રામરાય મુનસી.

મારી ફરીયાદ આંક ૨ મને વાંચી બતાવવામાં આવે છે તેમાં લખેલી હકીકત ખરી છે અને તેમાં મારી સહી છે. રૂ. ૬૦૩) ની આખી ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની નાતના વહીવટદારોએ મને આપેલી પહોંચની નકલ રજુ કરૂંછું. આંક ૩ તોહમતદારોએ તા. ૨૭-૯-૨૪ ના રોજ આપેલી જાહેર વીનંતી રજુ કરૂં છું ( આ. ૪ ) તોમતદારોએ તા. ૨૮-૯-૨૪ ના રોજ બીજી છપાવેલી જાહેર નોટીસ રજુ કરૂં છું ( આં. ૫ ) આખી ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતના વહીવટદારોએ પોતાની સહીથી બહાર પાડેલું હીસાબનું વાર્ષીક સરવઇયું રજુ કરૂં છું (આ. ૬) તા. ૬-૧૨-૨૨ ના રોજ છપાવેલી જાહેર નોટીસ આખી ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતના વહીવટદારોની સહીયો સાથેની રજુ કરૂં છું. (આ. ક. ૭)

## ઉલટ તપાસ વકીલ મી. શીવપ્રસાદ.

રૂ. ૬૦૩) ની તા. ૧૧-૧૧-૨૪ ની પહોંચ આંક ૩ મને મળી ત્યારપછી મારૂં ન્યાતમાં લહાણું નોતરૂં ચાલુ થયું છે. આંક ૭ માં જણાવ્યા પ્રમાણે મેં દસ્તાવેજ કરી આપ્યો છે કે નહી તે મને યાદ નથી સ્ટાંપનો કાગળ લાવ્યાનું મને યાદ આવે છે આંક ૩ ની પહોંચ મને તા. ૧૧-૧૨-૨૨ ના રોજ મળી ત્યારપછી બે ત્રણ દીવસે હું સ્ટાંપ લાવ્યો હોઉં તેમ મને યાદ છે. ન્યાત મેં તા. ૨૯-૯-૨૪ ના રોજ કરી છે આ બે વરસ સુધી મેં ન્યાત કેમ ન કરીં તેનો ખુલાસો એવો છે મેં બે વરસ ઉપર ન્યાતમાં નોતરાં ફેરવેલાં પણ મણીલાલ રામશંકર અને હીરાલાલ બાળગોવીંદે મને ધમકાવ્યો કે "મારી છોકરીને મારો જમાઇ કાઢી મુકશે" મારો મણીલાલ રામશંકર સાથેનો વેપાર હતો તેનું મારૂં લેણું તે નહી આપે તે ડરથી મેં ન્યાતમાં નોતરાં ફેરવ્યાં હતાં છતાં પણ ન્યાત જમાડી નહોતી મેં અમારી ન્યાતના શેઠ બાળકૃષ્ણ પુરૂસોતમને જાહેર કર્યું કે "હું હમણાં ન્યાત નહી કરૂં" એટલે તેમણે ન્યાત બોલાવી અને ન્યાતને કહ્યું કે જ્યાં સુધી ન્યાતમાં એક બે મહીનામાં સુલેહ થાય નહી. ત્યાં સુધી કોઇએ ન્યાત જમાડવી નહી બે મહિનામાં ન્યાતમાં કાંઇ સુલેહ થઇ નહી એટલે બે મહીના પછી મેં ન્યાત જમાડી નહી. હીરાલાલ બાળગોવીંદ અને મણીલાલ રામશંકરે તા. ૨૯-૯-૨૪ ના રોજ અગર તે પહેલાં મારી પાસે આવીને

કીધું નથી કે ન્યાતમાં સુલેહ થઈ ગઇ છે માટે ન્યાત જમાડો મણીલાલ રામશંકર સાથે મેં ઘાસનો વેપાર કર્યો તેમાં ઘાસના વેપારની લેવડ દેવડમાંના હીસાબ સબંધી મારે તેમની સાથે તકરાર થઇ મારે આસરે રૂ. ૩૦૦૦) નું નુકશાન થયું તેથી મેં મણીલાલ રામશંકર ઉપર તા. ૨૧–૧૨–૨૩ ના રોજ દાવો માંડયો પછી મારા તરફથી મેં ગંગાશંકરને પંચ નીમ્યા અને મણીલાલે પોતાના તરફથી હીરાલાલ બાળગોવીંદને પંચ તરીકે કોર્ટ તરફથી નીમ્યા પંચોએ બે મહીના સુધી તેનો નિકાલ કર્યો નહિ. પછી સને ૧૯૨૪ ના જુનમાં તેઓએ "એ વોર્ડ" કર્યો અને તેમાં બંને જણાએ સહીઓ કરી કોર્ટમાં આપ્યો મેં તે પંચોનો "એ વોર્ડ" કબુલ રાખ્યો નહી અને કોર્ટમાં મારો વાંધો દર્શાવી અરજી કરી તેથી કોર્ટે મારી તરફેણમાં મારી માંગણીથી રૂા. ૧૧) નું હુકમનામું મણીલાલ ઉપર કરી આપ્યું તે રૂ. ૧૧) મણીલાલે મને તેજ વખતે કોર્ટમાં આપી દીધા હતા તેજ દીવસે એટલે હુકમ નામું થયું તેજ દીવસે સાક્ષી ભથાના રૂ. ૪) સબંધી મારે અને તોહમતદારને તકરાર થઇ હતી તોહમતદારે તે રૂ. ૪) મારી ખાતર સાક્ષીને કોર્ટમાં બોલાવેલો તેને આપવા માટે મને કીધું હું રૂપીઆ ૨) આપવા ખુશી હતો તોહમતદારે કીધું કે રૂ. ૪ સાક્ષીને ગાડી ભાડા વિગેરેના આપો છેવટે સાક્ષીને રૂ. ૪ મને તોહમદારે આપેલી ધમકીને લીધે મારે આપવા પડયા આ દુશ્મનાવટ સિવાય તોહમતદારે મારૂં મણીલાલના મોહડેથી અપમાન કર્યું છે. હું લશકરી પેન્સનર છું હું કેન્ટીંનબોર્ડ કૅન્સીલર છું હાલમાં મારો કંટ્રાકટ નથી અત્યારે મને પેન્સન મળતું નથી મને ઓઢવ અને નરોડા ગામે જમીન સરકાર તરફથી મફત મલી છે તેનો આકાર મારે અને મારા ભત્રીજાને ભરવો પડે છે તે જમીન મને અને મારા ભત્રીજા બંનેને મળેલી છે તે જમીન મને સને ૧૯૨૦ માં અગર તે અરસામાં મળેલી છે મારો છોકરો પીતામ્બર છોટાલાલની પેઢીનું મીરટમાં ખાનગી કામ કરે છે.

ઉલટ તપાસ મુલતવી તા. ૧૦–૧૨–૨૪.

સીટી ફર્સ્ટ ક. માજીસ્ટ્રેટ.

પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ સારૂ વકીલ મી. શીવપ્રસાદ. રૂલ્સ મને બતાવવામાં આવે છે આંક આઠ તે રૂલ્સ સબંધી કાંઇ માહીતી મને નથી આ રૂલ મુજબ તોહમદાર તરફથી મને તા. ૨૮–૧૨–૨૨ ની નોટીસ મલી નથી પોહોચ મને બતાવવામાં આવે છે આંક ૯ તે પહોંચમાં મેં સહી કરેલી નથી. હું શીવલાલ શંકરલાલને ઓળખું છું તે વડાદરા બ્રાહ્મણ છે નોટીસનો કાંઈ જવાબ મેં આપ્યો નથી મને નોટીસ મળી નથી તે હું ખાત્રીથી કહું છું. કાર્ડ આંક ૧૦ મને બતાવવામાં આવે છે તે મારા હાથે લખેલો છે મને નોટીસ મળેલી નહી પણ નોટીસ સબંધી ખબર મને બીજા તરફથી મળેલી, તોહમતદાર સેક્રેટરી હતો કે નહી તે મને ખબર નહી હતી કારણ કે હું શહેરમાં ઝાઝો રહેતો નહોતો લોકો કહે છે કે તોહોમતદાર સેક્રેટરી નથી પણ તેવું નામ તેણે ખોટું ધારણ કરેલું છે મેં રાવ બહાદુર બુલાખીદાસને પુછયું નહોતું કે તોહોમતદાર સેક્રેટરી છે કે નહિ રાવ બહાદુરે મને કીધેલું નહી કે તોહમતદાર હીરાલાલ સેક્રેટરી હતો નહી આ રૂપીયા ભર્યા પછી મેં કાંઇ રૂપિઆ ભર્યા નથી બીજા મેં પોતે રૂપીઆ આપ્યા નથી મારાવતી ભરવા માટે મેં કોઇને કીધું નથી ખુલાસાની નોટીસ આંક ૧૧ મને બતાવવામાં આવે છે તેમાં જણાવેલું પેઢી નામું

બરાબર છે તે હું જાણું છું તે સબંધી મેં કાંઈ ખુલાસો આપ્યો નથી કારણ કે કોઇએ મારો ખુલાસો માગ્યો નથી સહીઓ કરનારાઓને હું ઓળખતો નથી મારાં નોતરાં જીણાએ દીધાં હતાં વેદાઆઓના નામો હું જાણુતો નથી હું તેઓને ઓળખતો નથી જીણાને હવે જીવણલાલ નારણદાસ કેવામાં આવે છે તે મને ખબર નથી ૧૦૫ જણાની સહીઓનો છાપેલો વાંધો આંક ૧૨ મને બતાવવામાં આવે છે તે સબંધી મેં સાંભળેલું તે કયારે છપાયો તે મને ખબર નથી હું તે સબંધી કાંઇ જાણુતો નહી હોવાથી તે સબંધ મેં કાંઇ નીકાલ કર્યો નથી રૂપીઆ ૮૦૪) મેં ભર્યા નથી પણ રૂપીઆ ૬૦૩) ભર્યા છે મેં બીજો વરો કર્યો નથી મારી સાથે નાતે કાંઇ ભાંજગડ કે પટાવત કરી નથી સોમનાથ શુકલ અને નાદોલનો એક દાકરનો દાખલો લઈ હું તે પ્રમાણે વરત્યો નાત સાથેનો મારો સબંધ તા. ૧૧-૧૨-૨૨ થી તા. ૨૯-૯-૨૪ સુધી કાયમ રહ્યો છે તેમાં કાંઇ ફેરફાર થયાનું મારી જાણમાં નથી તા. ૨૮-૯-૨૪ પછી આ પ્રમાણે મારી આબરૂ હલકી પડી છે કે મને નાણાં વ્યાજે મળી શકે નહી મોતીલાલ હરીલાલે મને રૂપીયા આઠસો વ્યાજે આપ્યા નહી દલસુખ અમીચંદે પણ રૂપીઆ બસો ધીર્યા નહિ પીતાંબર શીવલાલે રૂપીઆ પાંચ હજાર મારે મકાન લેવું હતું તેમાં આપ્યા નહી તેણે કીધું કે જણસો ગીરો મુકો કે ઘર ગીરો મુકો તો આપું. આ ત્રણે જણ પાસે મેં ન્યાત કર્યા પછી પૈસા માગ્યા હતા આ લોકોએ મને કીધું ' કે તમે પંગતીમાં છો કે નહિ તે શંકા પડતું છે" માટે તેઓએ મને પૈસા આપ્યા નહી આ બનાવ તા ૨૯-૯-૨૪ પછી બન્યો હતો ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતમાં ન્યાત જમાડવાથી હું હલકો પડયો છું કે મારી આબરૂ લીધી છે તે હું કહી શકું નહિ મારી આબરૂ હલકી પડયા બાબતના બીજા દાખલા હું આપી શકતો નથી પીતામ્બર શીવલાલ થામણાનો છે અને મોતીલાલ હરીલાલ અને દલસુખ અમીચંદ અમદાવાદના છે હું તેઓને ત્રણચાર વરસથી ઓળખું છું તેઓને મેં સાક્ષી તરીકે જણાવેલા નથી ન્યાતમાં ન્યાત જમાડે નહિ તો પણ કોઈ માણસ પોતે ધોવાઇ શકે છે મોતીલાલ હરીલાલ અલીણાનો છે અને તે હાલમાં રણછોડજીની પોળમાં રહે છે દલસુખ અમીચંદ તલીઆની પોળમાં રહે છે તે વાણીઆ છે કે કણબી તે મને ખબર નથી આ ત્રણે જણાએ મને પહેલા વ્યાજે નાણાં ધીરેલાં તેઓનું મારે ચાલુ ખાતું છે દલસુખ અમીચંદનો તા. ૨૯-૯-૨૪ ના રોજ હું રૂપીઆ ૪૦૦) નો દેવાદાર હતો તેની આડતની દુકાન છે તા. ૨૯-૯-૨૪ ના રોજ મોતીલાલ હરીલાલનો રૂપીઆ પાંતરીસનો હું લેણદાણુ હતો પીતાબર શિવલાલ અને જેઠાલાલ કાલીદાસનો હું રૂપીઆ પચીસેનો દેવાદાર હતો અમારો હીસાબ ત્રણ ત્રણ વરસે થાય છે હું ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ નથી તેવું મને કોઈ કેહેતું નથી હું ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ તા. ૨૯-૯-૨૪થી છું.

ઉલટ તપાસ મુલતવિ તા. ૧૦-૧૨-૨૪

ઇંગ્રેજીમાં સહી

ફર્સ્ટ ક. માજીસ્ટ્રેટ.

## પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ શરૂ વકીલ મી. શીવપ્રસાદ.

ઉમરેઠ પાસે થામણા ગામનો હું વતની છું ત્યાં હું મારી ન્યાતમાં હતો પણ મારી દીકરી મેં અમદાવાદમાં આપી તેથી મને ત્યાંથી બેતાલીસ ગામના ગોળ બાહાર ન્યાતમાંથી કર્યો હતો અને સને ૧૯૧૦ થી સને ૧૯૧૯ સુધી હું આમ ગોળ બહાર રહ્યો ત્યારબાદ રૂપિઆ એકસો પંચાવન અમારા ગોળના વિદ્યાવરધક ફંડમાં ભરી મારા ગોળમાં દાખલ થયો ફરી પાછો મને ત્યાં ન્યાતે ગોળ બહાર મુકયો તેનું કારણ એ હતું કે ત્યાંના મારી ન્યાતના ગોળવાળાએ મારી બીજી દીકરી મારા ગોળમાં પરણાવા કીધું જે મેં ના પાડી અને તે મારી બીજી દીકરી અમદાવાદમાં ત્રીકમલાલ મનસુખરામ વેરે પરણાવી અને મને ફરીથી ત્યાંના મારા ગોળવાલાએ દંડ આપવા કીધું મેં ના પાડી તેથી મારૂં લાણું અને નોતરૂં થામણાના ગોળવાલાએ બંધ કર્યું આ બનાવ સને ૧૯૨૧ માં બની હતી અને ત્યારથી મારી થામણાની ન્યાતના ગોળ સાથે મારે સંબંધ નથી બેતાલીસ ગામના ગોળની છ સાત કન્યાઓ અમદાવાદમાં આપવામાં આવેલી છે સને ૧૯૨૩ ની સાલમાં આ અનાવ બન્યો છે તે કન્યાઓના માંબાપોના બેતાલીસ ગામના ગોળના લોકોએ દંડ લેઇને તેમને ન્યાતમાં ગોળમાં લીધા છે જેઓએ ઉપર મુજબ અમદાવાદમાં કન્યાઓ આપી છે તેના નામ

ગણુપતરામ દલસુખરામ. કઠલાલના.
કેશવલાલ મેતા. કઠલાલ.
સાણંદ પાસેના બેડવા ગામનો એક માણુસ.
સલુણની એક બાઇ.
કઠલાલના બીજા બે માણસો જેઓના નામ હું જાણતો નથી.

બેતાલીસ ગામના ગોળના લોકોમાંનો કોઇ માણસ અમદાવાદમાં અવદીચ સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતથી ધોવાયો નથી થામણા ગામની કોઇ કન્યા અમદાવાદમાં આવેલી નથી અમદાવાદના અવદીચ બ્રાહ્મણોમાં જ ફક્ત બીજા અવદીચ બ્રાહ્મણોને ધોવાનો રીવાજ છે બેતાલીસ ગામનો ગોળ ગયા દસ કે બાર વરસથી થયો છે તે પેહેલાં ગોળ નોહોતો અને ત્યાંથી કન્યાઓ અમદાવાદમાં આવતી, અમદાવાદની કન્યાઓ અમોને ત્યાં મલતી નહી પણ જ્યારે અમને અમદાવાદમાં ધુવે ત્યારે કબુલ કરાવે છે કે અમારે અમારી કન્યાઓ અમદાવાદ સીટીમાંથી બહાર આપવી નહિ અમારે બહારથી કન્યાઓ લાવવી પડે, તોહમતદાર મુળ અમદાવાદનો વતની છે કે ધોવાએલો છે તે મને ખબર નથી આવી સરતોનો દસ્તાવેજ લખી આપ્યાનું મને યાદ નથી લશ્કરમાં પ્રથમ હું મીલીટરી સ્કુલ માસ્તર હતો પછી બજાર ચોધરી હતો પછી મીલીટરી એકાઉન્ટન્ટ હતો. એકાઉન્ટન્ટ તરીકે મને માસિક પગાર રૂપિઆ એંસી મલતો સને ૧૯૧૯ માં મે ગ્રેજ્યુએટી લીધી આંક પાંચની હેન્ડબીલની જાહેર નોટીસ મારા ઘરમાં કોઈક નાંખી ગયું હતું કોણુ નાંખી ગએલું તે મને ખબર નથી આવું બીજું હેન્ડબીલ મારી પાસે આવ્યું નથી તેમ તે હેન્ડબીલ બીજે વેચાયાની મને ખબર નથી તેમ કયા માણુસે વેહેચ્યા તેની મને ખબર નથી હેન્ડબીલ આંક તેર મને બતાવવા આવે છે તે મને મળેલું નહી.

ઉલટ તપાસ મુલતવિ તા. ૧૨-૧૨-૨૪.

અંગ્રેજીમાં સહી. સીટી ફ. ક. માજીસ્ટ્રેટ.

## પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ શરૂ. વકીલ મી. શીવપ્રસાદ.

તા ૧૮–૯–૨૪ નું આંક ૧૩ નું હેન્ડબીલ તોહમતદારે મારા ઉપર મોકલેલુ તે મને ખબર નથી. તોહમતદારે તા, ૨૭–૯–૨૪ ની નોટીસ મને મોકલી નથી પોસ્ટલ રસીદ આંક ૧૪ મને બતાવવામાં આવે છે તેના ઉપર મારી દીકરી બાઇ કાશીની સહી છે તેણીએ સહી કરી હશે મારી દીકરી કાશીના હાથના અક્ષર હું ઓળખી શકું નહી. તા. ૨૯–૯–૨૪ ના રોજ હું દોલતખાનામાં હતો હું જ્યારે ઘેર ગયો ત્યારે મારી દીકરીએ મને તે નોટીસ આપેલી નહી. તે માંદી છે તે મારા ઘેર તાજપુરમાં તે દીવસે માંદી હતી તેણીને નોટીસ મલ્યાનું મને તેણીએ કીધુ નથી મારી દીકરી આસરે ૧૬–૧૭ વરસની ઉમરની છે અને ભણેલી છે તેણીને લખતાં આવડે છે કે નહી તે મને ખબર નથી. નોટીસની નકલ આંક ૧૫ મને બતાવવામાં આવે છે તેવી નોટીસ મને મળેલી નથી. તેમજ તેની સાથેના કાગળો પણ મલ્યા નથી. જાની વીદ્યારામ દલસુખરામને હું ઓળખું છું તેણે તા ૨–૧૧–૨૪ ના રોજ અથવા તે અરસામાં મારી તરફથી ન્યાતમાં રૂ. ૨૦૧) વધારાના ભર્યા છે કે નહી. તે મને ખબર નથી. આ રૂા. ૨૦૧) મારી તરફથી તેણે ભર્યા છે તેવી ખબર અત્યાર સુધીમાં મને વીદ્યારામે આપી નથી તે કયા પક્ષ તરફમાં છે તે મને ખબર નથી. આજરોજની સાક્ષી દરખાસમાં મેં તેને શાક્ષી તરીકે બોલાવ્યો નથી. આજરોજની મારી સાક્ષી તરીકે બોલાવ્યો નથી. આજરોજ મારી શાક્ષી દરખાસમાં મેં શાક્ષી તરીકે ૧ દલસુખ અમીચંદનો મુનીમ અગર માણુસ નાનશા. ૨ મોતીલાલ હરીલાલ ૩ પીતાંબર શીવલાલ અને ૪ જેઠાલાલ કાળીદાસને બોલાવ્યા છે આ ચાર શાક્ષીઓને શાક્ષીમાં બોલાવવા માટે દરખાસમાં તેમના નામ જણાવવા મેં "શવ" નામના ગુમાસ્તાને મારે ઘેર સુચના સવારે ૮ વાગ્યે કરી હતી. તે દરખાસ્ત અરજીમાં મેં કયે ઠેકાણે સહી કરી તે મને ખબર નથી એક અરજી ઉપર મેં વકીલને ઘેર સહી કરી હતી. અને બીજી અરજી ઉપર કોર્ટમાં સહી કરી હતી. પાંચમા સાક્ષીનું નામ મને ખબર નથી. બીજાં નામ મારે આપવાનાં હતાં પણ નામ મને ખબર નથી મે બીજાં નામો ગુમાસ્તાને આપ્યાં હોય અને તેણે લખ્યાં કે ન લખ્યાં હોય. વિદ્યારાંમ દલસુખરાંમનું નામ શાક્ષી તરીકે આજરોજની દરખાસમાં આપ્યાનું મને અત્યારે પણ યાદ આવતું નથી. મારો એક છોકરો પ્રાણુલાલ છોટાલાલ અમદાવાદમાં કાપડીવાડમાં ઠાકર હરીલાલને ત્યાં પરણ્યો છે મારો ભત્રીજો માણેકલાલ મુળજી અમદાવાદમાં શાહાપુરમાં નાગરદાસ પ્રાણશંકરને ત્યાં પરણ્યો છે નાગરદાસ મ્યુનીસીપાલટીમાં પટાવાળો છે કે નહી તે મને ખબર નથી મારો ભત્રીજો મારા ભેગો રહે છે અને મારા ભેગો જમે છે. અમદાવાદની હમારી ન્યાતમાં નાગરદાસ ધોવાયો નથી કારણ કે ધોવાવા માટે રૂા. ૫૦૦૦) જોઇએ અને તેમાં આવી અડચણ છે નાગરદાસ કાઠીયાવાડી જણાય છે અને તે કાઠીયાવાડમાંથી એક દરજણને પોતાની ધણીઆણી તરીકે લઇને અહીં નાશી આવ્યો છે તે મને ખબર નથી તેના ઘરમાં ઓરત છે તે દરજણ છે કે બ્રાહ્મણી છે તે મને ખબર નથી અમારે કન્યા લેવા બાબતમાં તેના સગાને પુછીએ અમે તેના સગાને પુછેલું અને તે બસ હતું હરીલાલ અમદાવાદની ન્યાતમાં ભળેલો છે કે નહી તે મને ખબર નથી. હરીલાલને અમદાવાદની ઔદીચ્યની નાતમાંથી લહાણું નોતરૂં મળે છે કે નહી તે મને ખબર નથી હરીલાલને ભાવનગરી કહેવામાં આવે છે ભાવનગર કાઠીયાવાડમાં છે

ભાવનગરી એટલે કાઠીયાવાડી નાગરદાસના સગાં બાવળાના છે અને કાઠીયાવાડમાં છે નાગરદાસના આ સગાં અમદાવાદની ઔદીચ્યની ન્યાતમાં ધોવાએલા છે કે નહી તે મને ખબર નથી ભાઈ શંકરનાથજી મારો સાળો થાય છે તેણે એક વીધવા સાથે પુનરલગ્ન કરેલું છે તે ન્યાત બહાર છે તે મને મળવા આવે છે પણ મારે ત્યાં જમતો નથી તે કઠલાલનો છે મારા આ સગાઓના સબંધી કાગળો અમદાવાદની ઔદીચ્યની ન્યાત રૂબરૂ રજુ કરવાની મારે કાંઇ જરૂર જણાઇ નહોતી મારી ઓરત કઠલાલ જાય છે પણ તેણીના ભાઇને ત્યાં તે જમતી નથી મેં ન્યાત જમાડી તે દીવસે અમદાવાદમાં મારો સાળો મને મળેલો નહી મારો બીજો ભત્રીજો પીતાંબરદાસ લાઠીમાં વ્યાસ મુળશંકર ગગજીને ત્યાં પરણેલો છે પીતાંબરની ઓરત વીધવા નહોતી તે પીતાંબર કરતાં નાની ઉમરની છે અમે જાન લઇને જુનાગઢ સ્ટેટમાં વીસાવદર થઇને કાલસારી ગામે ગયા હતા અમે તપાસ કરેલી અને જણાએલું કે કન્યા વીધવા નહોતી.

## ફેરી તપાસ વકીલ મી. રામરાય મોહનરાય મુનસી.

પહેલી વખતે મેં ન્યાત ન જમાડી તેનું કારણ એ હતું કે મારા જમાઇએ ન્યાતમાં જમવા આવવા ના પાડી અને તેની મરજી વિરૂદ્ધ હું નાત જમાડું તો તે બીજી પરણશે તેવી મને બીક લાગી અને મને મારા શેઠ પુરાણી રણછોડ દુરધાશંકરે એવી સલાહ આપી કે હમણા બે મહીના થોભો મેં કાર્ડ આંક ૧૦ લખ્યો તેનું કારણ એ હતું કે મને પોળમાંથી ખબર મળી કે મારે કાર્ડ લખવો અને તેમને આજીજી કરવી કે ન્યાતમાં મારી સાથે જમે મેં ન્યાત જમાડી ત્યાર પછી તોહમતદારે ફેરવેલી ઘણી નોટીસોથી મારી પ્રતિષ્ટામાં અમારી ઔદીચ્યની ન્યાતમાં ઘણો ફેર પડયો છેતોહમતદાર અને તેના માણસોએ ફેરવેલી નોટીસોથી મારા બીજા છોકરા અને મારા ભત્રીજાના છોકરાઓના વીવાહ થવાના હતા તે બંધ થયા મારે ઘણીવાર બહાર ગામ જવાનું થાય છે તેથી હું ત્રણ ત્રણ વરસે હીસાબ કરૂં છું કારણ કે ત્રણ વરસે ખાતાં બદલાય છે અને નવાં ખાતાં પાડવામાં આવે છે કન્યાવીક્રય મારે કરવો નહોતો અને સારૂં કરવું નહોતું તેથી મેં મારી દીકરીઓ અમદાવાદમાં પરણાવી. અમારી સાથે બ્રાહ્મણની બીજી ન્યાતોના માણસો જમે છે. થામણાના ગોળના ૪૨ ગામોમાંના ઘણા ગામોએ મારા સગાં છે.

### કોર્ટના સવાલમાં—

તોહમતદાર અમદાવાદની ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતનો છે મારો તે સગો છે મારી છોકરીની ભત્રીજી તોહમતદારના ભત્રીજા સાથે પરણાવેલી છે અને તોહમતદારનો છોકરો મારી ભત્રીજીની છોકરી સાથે પરણેલો છે તોહમતદારના કુટુમ્બની છોકરી મારા કુટુમ્બમાં પરણાવવામાં આવી નથી આખી ન્યાત કોઇપણ માણસને ન્યાત બહાર મુકે છે અને ન્યાતમાં લેવો હોય તો ન્યાત જ લે છે અમારી ન્યાતમાં ન્યાતના બધા માણસોને પોતાનો વોટ કોઇપણ પ્રોપ્રોઝલની તરફેણમાં કે વીરૂદ્ધમાં આપવાનો હક છે તોહમતદાર ન્યાતમાં છે વ્યાસને અમારી ન્યાતમાં લેવાય નહી બ્રાહ્મણનીન્યાતમાં કોઈ બીજી ન્યાતનો માણસજમવા આવીને બેસે તો તેને ન્યાતમાંથી ઉઠાડી મુકવામાં આવે ન્યાતનો ગમે તે માણસ તેને કાઢી શકે

બીજી ન્યાતનો માણસ કાઢી મુકવામાં વાંધો ઉઠાવી શકે નહી નાગર ઔદીચ્ય શહસ્ત્ર બ્રાહ્મણો સાથે જમતા નથી અને ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણો તપોદન અને કાઇટીઆ સાથે જમતા નથી કોઈ અજાણ્યો માણુસ ન્યાતમાં ઘુસી ગયો હોય તો તેની તપાસ ન્યાતવાળા કરે છે કે નહી તેની મને ખબર નથી તોહમતદાર સાથે મારે અદાવત થવાનું ખાસ કારણ એ છે કે મણીલાલે તેના માટે એક ઘર બેનામી લેવા મને કીધેલું અને મને કીધેલું કે તે ઘરનો તે ટ્રસ્ટી છે મેં તેમ કરવા ના પાડી તેથી મણીલાલ સાથેના તોહમતદારના સબંધને લીધે તોહમતદારને મારી સાથે અદાવત છે. થામણાના લોકો તોહમતદાર પાસે ગએલા અને તેને કીધેલું કે કોઇપણ ઉપાયે મને અહી ન્યાતમાં લે નહી કે જેથી કરીને હું અહીં ન્યાતમાં ભળી શકુ નહી તો મારે મારી કન્યાઓ થામણામાં અને મારા ગોળમાં આપવી પડે અને તેથી થામણાના લોકોને ફાયદો થાય.

| | |
|---|---|
| તા. ૧૭–૧૨–૨૪ | અંગ્રેજીમાં સહી. |
| નકલ કરનાર ફી. કા. | ફ. ક. માજીસ્ટ્રેટ |
| છોટાલાલ | ખરી નકલ |
| મુ. કરનાર | ઇંગ્રેજીમાં સહી. |
| રણછોડલાલ | ફ. ક. માજીસ્ટ્રેટ |
| કારકુન | અમદાવાદ સીટી. |
| અરજી આપ્યા તા. ૨૪–૧–૨૫ | હુકમથી. |
| નકલ તૈયાર થયા તા. ૩–૨–૨૫ | સહી ઇંગ્રેજી. |
| નકલ આપ્યા તા. ૩–૨–૨૫ | સીરસ્તેદાર, |
| | જા. નંબર ૧૬ |



# સરકાર તરફની સાહેદી નંબર ૨ ની જુબાની.

હું આ ઉપરથી પ્રતિજ્ઞા કરી કહું છું કેઃ—

મારૂં નામ બદ્રીનાથ. બાપનું નામ રણછોડલાલ. ધર્મ હીન્દુ. જાત ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ. ઉમર આશરે પર વરસની ધંધો સરકારી નોકરી. રહેવાનું ગામ રાજામહેતાની પોળ, ડીસ્ટ્રીક્ટ, અમદાવાદ સીટી.

## સર તપાસણી વકીલ મી. રામરાવ.

હું ઓદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોની અમદાવાદની ન્યાતનો વહીવટદાર છું મારા શીવાય બીજા બે વહીવટદારો પણ છે તેઓ મણીલાલ મયારામ અને ગંગાશંકર નારોતમ છે બુલાખીદાસ નારણદાસ વહીવટદાર હતા પણ તેમણે ઘરડા થવાથી રાજીનામું આપેલું છે હું ૭ વરસથી મારી ન્યાતનો વહીવટ કરૂં છું મને ન્યાતે વહીવટદાર નીમ્યો છે આંક ૧૭ નું છાપુ મને બતાવ્યું અને તે છાપાની રૂઇએ હું ન્યાતમાં વહીવટદાર તરીકે નીમાએલો જાહેર કરવામાં આવ્યો હતો અત્યારસુધી વહીવટદાર હું છુ કોઈ માણસને ન્યાતમાં દાખલ કરવાનો અધીકાર તેર તડવીનો છે દલસુખ બાપુજી. રામદત જાની. કુબેર જાની. ચકા વ્યાસ. અમથા તરવાડી ભાભલા સાથ. છનુ જાની. રા. બા. બુલાખીદાસ. મોટા તરવાડી. રાવલ કુટુંબ. કકા શામનું કુટુંબ. અને બીજા. એ લોકોને કોઈ માણસને ન્યાતમાં દાખલ કરવાનો હક છે બીજાને હક નથી. ન્યાતમાં સુધારો વધારો કરવાનો હક પણ આ લોકોનો છે અમારી ન્યાતમાં સુધારો કરવાની હીલચાલો ઘણી વખત થઇ હતી. સને ૧૯૦૭ ની સાલમાં ન્યાતના કેટલાક માણસોએ સુધારો કરવા માટયો હતો પણ તેઓ ફાવ્યા નહોતા ઘણા તડવીઓ આ સુધારો કરવામાં સામેલ હતા. ત્યારબાદ બે ત્રણ વખત આવા પ્રયત્ન થયા હતા, પણ ફાવ્યા નહોતા. બહાર ગામનો અમારી ન્યાતનો માણસ ઉપર કહેલા તેર તડવીની મારફતે અમારી ન્યાતમાં દાખલ થઇ શકે છે. હું ફરીયાદીને ઓળખું છું તે અમારી ન્યાતમાં ભળેલો છે રૂા. ૬૦૩) આપીને રણછોડ પુરાણીના દીકરા બાળકૃષ્ણ મારફતે ન્યાતમાં તે ભળેલો છે પૈસાની રસીદ મેં ફરીયાદીને આપી હતી આંક ૩ તે રસીદની નકલ છે અને તે નકલ બરાબર છે ફરીયાદીએ ન્યાત કરી તે વખતે મને તેણે પુછયું હતું ત્યાર પછી તેણે ન્યાત જમાડી હતી. આંક ૬ અમો વહીવટદારોનું છે તેમાં ફરીયાદીએ રૂા. ૬૦૩) ન્યાતમાં દાખલ થવાને ભરેલા તેની નોંધ છે આંક ૬ માં છેવટે નોંધ છે તે નોંધ છોટાલાલ શીવરામ લશ્કરીએ તા. ૨૯–૯–૨૪ ના કરેલા ન્યાતના સબંધની છે હું તે ન્યાત વખતે પાટે હાજર હતો. આંક ૧૮–૧૯ ના ફોટોગ્રાફ મને બતાવ્યા આંક ૧૮ પાટનો છે અને આંક ૧૯ ન્યાતમાં બૈરા બેઠેલાં તેનો છે પોલીસના માણસો આંક ૧૮ માં પાછળ ઉભેલા છે. આંક ૪ મારા જોવામાં આવેલા. આંક ૫ પણ મારા જોવામાં આવેલા અને રાતના મારે ઘેર તે નોટીસ આંક ૫ મારે ઘેર નાંખી ગયા હતા આંક ૪–૫ મારા વાંચવામાં આવ્યા હતા તેના અસલ લખાણ મારા જોવામાં

આવેલા નથી. આંક ૫નું છાપું ન્યાત કરનારને ત્યાં બગાડ કરવા તેના ઉપર આક્ષેપ મુકવા અને મને તેમજ તેની સાથેના, સાથે ઉતારી મુકવાના માટેના ઈરાદાથી કાઢેલું હોવાનું મને લાગ્યું હતું અમારી ન્યાતમાં આવી નોટીસ છપાવવાનો સામાન્ય અધીકાર બીજા કોઇને નથી. આંક ૨૦ નું છાપું મને બતાવ્યું તે છાપું ન્યાતમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. આંક ૭ મને બતાવવામાં આવ્યો અને તે ઉપર મારી સહી છે અમો વહીવટદારોએ તે છપાયો હતો. આંક ૨૧ મને બતાવવામાં આવ્યો અને અમારી ન્યાતમાં ઘેરેઘેર વહેંચવામાં આવ્યો હતો. આંક ૨૨ મને બતાવવામાં આવ્યો અને ન્યાતમાં તે વહેચાવામાં આવ્યો હતો આવી રીતે ન્યાતમાં છાપા કાઢવાનો અધીકાર ન્યાતે તોહમતદારને કોઇ વખતે અધીકાર આપેલો નથી. વ્યવસ્થાપક કમિટીને ન્યાતભાઇઓ માનતા નથી. આંક ૮ મને બતાવ્યું તે છાપું લગભગ સને ૧૯૨૩ ના એપ્રીલમાં મારા વાંચવામાં આવેલું અને તેમાં મારૂં નામ છે મારી સંમતી વગર મારૂં નામ તે છાપામાં છપાએલું છે તે છાપામાં લખાએલા નિયમ ઘડવામાં મેં ભાગ લીધેલો અને મારી સાથે બીજા ૪૦ માણુસ હતા અને ૧૧ માણુસનું પંચ એક વરસ માટે નીમવામાં આવ્યું હતું અને તે ખરૂં છે આ પંચ એક વરસની મુદત બાદ ચાલુ રહ્યું નહોતું. આંક ૮ માં બતાવેલા નીયમો ન્યાતે કબુલ રાખ્યા નહોતા પણ ન્યાતના ફાયદાને ખાતર અમો વહીવટદારોએ આંક ૮ માંનો નં. ૫ નો નીયમ ન્યાતમાં અમલમાં મુકયો હતો. આંક ૧૨ મને બતાવવામાં આવી તેમાંના ૭૧ નામ પહેલાં પ્રસીદ્ધ થયાં હતાં અને બાકીના ૭૨ થી ૧૦૫ સુધીના નામ પછીથી સને ૧૯૨૪ ની સાલમાં પ્રસિદ્ધ થયાં હતાં. આંક ૧૨ નું અસલ મારા જોવામાં આવેલું નથી. આંક ૧૨ માં લાણું નહી લેતા હોય તેવાના નામ પણ છે પરગામનો અમારી ન્યાતનો માણુસ અમદાવાદમાં અમારી ન્યાતમાં અમારી સાથે એકજ પંગતમાં બેસીને જમે છે તેમાં કોઈપણ જાતનો ફરક રાખવામાં આવતો નથી. છોટાલાલે ન્યાત કરી તે પહેલાં ન્યાતમાં તે જમવા આવતા હતા છોટાલાલને ત્યાં પહેલાં બીજાં ટાણાં થએલાં તે વખતે ન્યાતના માણસો તેને ત્યાં જમવા ગએલાં અને તોહમતદાર પણ તેમાં હતો આવા માણુસને ત્યાં આવી રીતે જમવા ગયા પછી આવા માણુસને પંકતીવાર જમણુ આપી શકાય કે કેમ તેવો સવાલ ન્યાતના કોઈ માણુસ ઉઠાવી શકે નહી છોટાલાલના છોકરા પરણેલા તે વખતે મેં ભાગ લીધેલો નહી તોમતદારે તેમાં ભાગ લીધેલો કે કેમ તે મને ખબર નથી પણ એક મણીલાલ રામશંકર જે કોરટમાં મી. શીવપ્રસાદની જોડે બેઠા છે અને જે રા. બા. બુલાખીદાસના વેવાઈ થાય છે તેમણે તેમાં ભાગ લીધો હતો આવી રીતે કોઈપણ માણુસના ઉપર આક્ષેપ મુકવામાં આવે તો બીજી ન્યાતવાળા તે માણુસને પંકતી વેવાર સાથે આપે નહીં અને જુદો જમવા બેસાડે તેમ તે માણુસના છોકરા તથા છોડીને વળાવવાની મુસ્કેલી પડે.

ઉલટ તપાસ મુલતવી તા. ૨૦-૧-૨૫

ઇંગ્રેજીમાં સહી

ક. ક. માજી.

## પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ મી. શીવપ્રસાદના સવાલથી.

હું વહીવટદાર નીમાયો તે પહેલા દામોદર સાંકળેશ્વર બાપાલાલ છગનલાલ અને હર નાયણ કુબેરજી ન્યાતના વહીવટદારો હતા છોટાલાલ લલુભાઇ પણ વહીવટદાર હતા. રણછોડલાલ ગંગારામ, રણછોડલાલ કેશવલાલ પણ વહીવટદાર હતા. આંક ૧૭ નું અસલ લખાણ પ્રેસમાં હોવું જોઇએ હું તે રજુ કરી શકું તેમ નથી. **આંક ૧૭ ના લખાણના પહેલા ખાતાનું અસલ લખાણ મારી પાસે છે અને હું તે રજુ કરીશ તેનું પ્રોસીડીંગ મારી પાસે છે અને તે અસલ પ્રોસીડીંગમાં પ્રેસીડન્ટ બાળમુકુંદ ગીરજાશંકરની સહી છે હું આવતી કાલે રજુ કરીશ.** અને ફક્ત ન્યાતની મીલકત સંભાળવા નહી પણ બધું કામકાજ કરવા નીમ્યા હતા. ન્યાતનો ઠરાવ મોઢાનો હતો અને આંક ૧૭ માં તે ઠરાવ નથી. ન્યાતે મોઢાનો ઠરાવ કઈ તારીખે કરેલો તે મને શરત નથી આવાને માટે ન્યાતમાં પ્રોસીડીંગ થતું નથી મોઢાનો ઠરાવ કરવા કઇ તારીખે ન્યાત ભેગી થએલી તે હું કહી શકું નહી. તે ન્યાતની મીટીંગમાં ન્યાતની વાડીમાં કયા માણસો ભેગા થએલા તેમનાં નામ મને યાદ નથી પણ આસરે ૨૦૦-૨૫૦ માણસો ભેગાં થયાં હતાં. છોટાલાલ લલુભાઈ હાજર હતા અને તેમની પાસેથી મને સોલ ચાર્જ મળ્યો હતો. ન્યાતની મીટીંગની પ્રોસીડીંગ બુક લખાતી નથી પ્રોસીડીંગ અને ઠરાવને હું એકજ ગણું છું હું વહીવટદાર નીમાયો તે પહેલાં કોઇ વખત વહીવટદાર નહોતો અમારા પહેલાના માજી વહીવટદારો આસરે ૧૦ વરસથી હતા પહેલા ત્રણ તડવી હતા અને પછી સત્તાવીસ તડવી થયા હતા. તડવી એટલે ન્યાતમાં આગેવાનો તડવીઓ તેમના પૈસાનું, તનનું અને મનનું બળ વાપરીને આગેવાન થયા હતા. મુળ શહેરમાં ત્રણ તડવી હતા અને બીજા તડવીઓ શહેરની આસપાસના પરાના આગેવાનો તે ત્રણ તડવીમાં ભેગા મળ્યા હતા. એક તડવીના કુટુંબના બધા માણસો તડવી થાય છે અને તેઓને તે તડવી તરીકે ગણવામાં આવે છે. ૨૭ તડવીના કુટુંબના માણસોના કેટલા માણસો હયાત છે તે મે ગણ્યાં નથી આસરેથી પણ હું તે કહી શકુ નહી હાલમાં તડવીના તેર કુટુંબ હયાત છે અને તેના કુટુંબીઓ તડવી કહેવાય છે અને તેઓ તડવી ગણાય છે લોકોને ન્યાતમાં ધોવાનો હક ફક્ત તડવીઓનો છે ન્યાતને કાંઈ હક નથી તડવી ધોવાના પૈસા લઇને વહીવટદારને આપે ન્યાતં ફક્ત આવે ને જમી જાય, તડવી સારા ગ્રહસ્થ અને દાનસ્તા માણસો છે અને તેઓ મુસલમાનને ધુવે નહી. ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતના માણસ સીવાય બીજા કોઈ માણસને તડવી ધોઇ શકે નહી જે તડવીની મારફતે ધોવાવા આવે તે તડવી તેને ધોઇ શકે એક તડવી એક માણસને ધોવાની તજવીજ કરે તો બીજા તડવી કાંઇ વાંધો લઇ શકે નહી મેં ઉપર કહ્યું તે બાબતનું કાંઈ લખીત રેકર્ડ આશરે ૨૦૦-૨૫૦ વરસથી નથી તડવી લોકો ટાંણે ટાંણાં કરે છે અને ધોવાએલા માણસ ટાણે ટાણે એવા પ્રસંગે કાંઇ કરતા નથી હું પણ તડવીમાં છું ફરીયાદીને તડવી બાળક્રશ્ન પુરસોતમ પુરાણીએ ધોયા હતા.

જાદે ઉલટ તપાસ મુલતવી

તા. ૨૧—૧—૨૫. ઈંગ્રેજીમાં સહી.

ક્ર. ક. માજી.

## પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ પાછી શરૂ કોર્ટના સવાલથી

મારી તબીયત આજે સારી નથી, હું જુબાની આપી શકું તેવી મારી શક્તી નથી, હું ડાક્તરનું સરટીફીકેટ લાવ્યો નથી, હું ડાકતરની સારવારમાં નથી, હું ડાકતરની દવા કરીશ, હું આજે સાંજના ડાકતર પાસે જઇશ અને સરટીફીકેટ ત્રણ દીવસમાં હું મોકલીશ.

## ઉલટ તપાસ મી. શીવપ્રસાદના સવાલથી.

મને ગઇ કાલની કોલ્ડથી ટાઢ ચડી છે અને માથુ દુખે છે મેં આજે મારી રૂચી પ્રમાણે ખાધું છે હું આજે નાહ્યો છું હું આજે સવારે કેટલા વાગ્યે ઉઠયો હતો તે હું આસરેથી કહી શકુ નહી મેં ઘડીયાળ જોઇ નહોતી.

ઉલટ તપાસ મુલતવી કેમકે સાહેબ કહે છે કે હું માંદો છું    ઇંગ્રેજીમાં સહી.

તા. ૨૨-૧-૨૫    દ. ક. માજી.

## જાદે ઉલટ તપાસ શરૂ મી. શીવપ્રસાદના સવાલથી.

ન્યાતમાંથી કોઇને કાઢી મુકવો હોય તે સતા કોને છે તે ન્યાત જાણે મને પણ તે સત્તા છે ન્યાત બોલાવ્યા શીવાય હું કાંઇ કરી શકું નહી એટલે નાતના મત શીવાય હું કાંઇ કરી શકું નહીં. બીજા કેશોમાં મારે ન્યાતને પુછવાનું નથી મારા વેવાઇ મુસલમાન કહેવાતા નથી પણ તેઓ શવળ કહેવાય છે મારા વેવાઈ રણછોડલાલને ન્યાત બહાર મુકેલા છે કે કેમ તે મને ખબર નથી. રણછોડલાલ મારા વેવાઇ નથી પણ મારા વેવાઇના સગા ભાઇ થાય છે તે ન્યાત બહાર છે તેવી વાત ખોટી છે આંક ૨૩ મને બતાવ્યો મારૂં ધ્યાન પાન ૯૩ માંની એન્ટ્રી આંક ૨૩/૧ ઉપર ખેચવામાં આવ્યું તે એન્ટ્રીમાં રણછોડ વજેશંકરની બાબતમાં જે લખાણ લખેલું છે તે લખાણ ખરૂં છે કે ખોટું છે તે બાબતમાં મારી જાત માહીતી નથી તે રણછોડલાલને ન્યાતમાં લાણું મળે છે કે કેમ તે મને ખબર નથી ન્યાતમાં જમવા આવે છે તેને ઘેર નોતરીઓ જમવાનું કહેવા જાય છે મેં ૪-૫ લાણાં કોઇ વખતે વહેંચ્યાં નથી મારી મારફતે ફક્ત એક લાણું વહેંચેલું છે તે લાણું એક બાઇનું હતું તે બાઇનું નામ મને શરત નથી તે બાઇ જીવે છે કેટલા વખત ઉપર તે લાણું વહેંચેલું તે મને યાદ નથી હું ચોપડો લાવ્યો નથી હું ચોપડો કોરટમાં રજુ કરી શકતો નથી છપાએલો હીસાબ જુઠો છે એવી મારા ઉપર ફરીઆદ કરો ત્યારે હું અસલ ચોપડો બતાવીશ આંક ૬ ના છાપેલા હીસાબમાં લખવા પ્રમાણે રૂ. ૬૦૩) ફરીયાદી પાસેથી તા. ૧૧-૧૨-૨૨ ના રોજ આવેલા છે આવાં શરવઇઆ પહેલા ઘણા વખત છપાએલાં છે આંક ૬ નું શરવઇયું છપાતાં પહેલાં છોટાલાલે ન્યાત કરી અને તોમતદારે બદનક્ષીના છાપાં વહેંચ્યાં તેથી આંક ૬ ના સરવઇયામાં મેં નોટ કરી હતી બીજા કેશોમાં આવાં બદનક્ષીના છાપાં નીકળ્યાં નહોતાં તેથી સરવઇયામાં તેવી નોટ કરી નહોતી આંક ૬ ના શરવઇયા પહેલાંનાં સરવઇયાં પ્રસીદ્ધ કરેલાં છે ક્યારે તે મને શરત નથી રૂ. ૬૦૩) ફરીયાદીના આવ્યા પછી કેટલાં સરવઇયાં મેં પ્રસીદ્ધ કર્યાં છે તે મને શરત નથી છોટાલાલે ન્યાત કર્યા પછી કઇ તારીખે આંક ૬ નું

સરવઇયું પબ્લીશ કરવામાં આવેલું તે મને શરત નથી તે સરવઇયું છપાયાની ખરચની ઉધાર એન્ટ્રીઓ ચોપડામાંથી રજુ કરવા તૈયાર નથી તોહમતદારના વકીલ શીવપ્રસાદભાઇ કહે છે કે સરવઇયું આંક ૬ નું ખોટું છે તેથી હું ચોપડા રજુ કરવા માંગતો નથી અને મારી વીરૂદ્ધ હીસાબ ખોટો કરવા ફરીયાદ કરે તો હું હીસાબ રજુ કરવા તૈયાર છું. તે હીસાબના ચોપડા ને આ કેશને સંબંધ નથી ફરીયાદીએ આંક ૬ શા માટે રજુ કર્યું છે તે મને ખબર નથી. ફરીયાદી તે જાણે.

સવાલ—સરવઇયું આંક ૬ નું ફરીયાદીએ રજુ કર્યું તે સરવઇયું ચોપડા ઉપરથી ખરૂ છે કેમ તે સાબીત કરવા તમારી ફરજ નથી?

જવાબ—આ કેસમાં મારી તેવી ફરજ નથી. છોટાલાલને ન્યાત કરવાનું મેં કહ્યું નહોતું કેમકે ન્યાત કયારે કરવી તે તેની મરજીની વાત છે ન્યાત જમાડી ના હોય પણ પૈસા ભર્યા હોય તો તેને ધોવાએલો ગણાય અને તેને લાણું નોતરૂં પણ અપાય છે અને વહીવટદાર નીમ્યા બાબતની પ્રોસીડીંગ બુક લાવવાનું ગઇ મુદતે મને કહેવામાં આવ્યું નહોતું અને તેથી હું લાવ્યો નથી. મને ન્યાતનો વહીવટદાર નીમ્યો તે બાબતનું અસલ પ્રોસીડીંગ રજુ કરવા હું ખુશી નથી વિદ્યારામ તે રજુ કરી શકે વિદ્યારામે તે પ્રોસીડીંગ પબ્લીશ કર્યું હતું તે પ્રોસીડીંગ મારી સત્તામાં નથી. આંક ૧૭ ખરૂં છે કેમકે તે છપાયા પછી હજુ સુધી કોઇએ તે બાબત કાંઇ વાંધો લીધો નથી છોટાલાલે આગળ ન્યાત કરવા માંડેલી કે કેમ તેની મને માહીતી નથી. છોટાલાલ ન્યાત કયારે કરવાનો છે તે મને જણાવવાની છોટાલાલને જરૂર નહોતી તેમ તે જાણવાની મારી જરૂર નહોતી છોટાલાલે નોતરાં આપ્યાં તે વખતે હું હાજર હતો કયારે તે મને સરત નથી.

જાદે ઉલટ તપાસ મુલતવી. ઇંગ્રેજીમાં સહી.

તા. ૨૬-૧-૨૫. ફ. ક. માજી.

## પ્રતિજ્ઞા ઉપર જાદે ઉલટ તપાસ.

## મી. શીવપ્રસાદના સવાલથી.

ફરીયાદીએ પોતાનો વિચાર દર્શાવેલો કે ત્રણ મહીનાની અંદર હું ન્યાત કરીશ તેવું તેણે કહેલું નહી. તેને ન્યાત કરવાનું ફરમાવવાનું અમો વહીવટદારોને કાંઇ હોતું નથી. છોટાલાલે ન્યાત કરવાનું મને પુછેલું નહી. તેના શેઠને તેણે પુછવાનું હતું. તા. ૮-૧૧-૨૦ ના રોજ બીજાઓને ધોવા બદલ અમારી આખી બ્રાહ્મણોની ન્યાતે ઠરાવ કરેલો છે કે કેમ તે મને સરત નથી. આંક ૨૪ નું છાપું મને બતાવ્યું તે છાપુ મારા જોવામા પહેલાં આવેલું કયારે તે મને યાદ નથી. તા. ૮-૧૧-૨૦ ના રોજ અમારી ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાત ન્યાતની વાડીની અંદર ભેગી થયાનું મને યાદ નથી. આંક ૨૪ નું અસલ મને બતાવવામાં આવે તો હું તે બાબત

મારી યાદ તાજી કરીને કહું. આંક ૨૪ ના ઠરાવનો અમલ થયો નથી કેમકે બે ત્રણ દિવસ પછી બીજા લોકોને ધોવાયાના વરા કર્યા હતા. તા. ૮-૧૧-૨૦ ના રોજ ઠરાવ થયાની વાત ખરી છે કે ખોટી તે હું અસલ જોયા શીવાય કહી શકું નહી. જે લોકોએ આંક ૨૪ ના ઠરાવની તારીખ પછી બે ત્રણ દીવસે વરા કરેલા તેઓએ બેચાર દીવસ પહેલાં પૈસા ભરેલા એટલે તા. ૮-૧૧-૨૦ પહેલાં. તા. ૮-૧૧-૨૦ પછી અને તા. ૧૧-૧૨-૨૨ પહેલાં છોટાલાલ શીવાય બીજા લોકોને ધોવામાં આવ્યા હતા મને તેની ચોક્સ ખબર નથી. તા. ૧૧-૧૨-૨૨ થી તા. ૨૯-૯-૨૪ સુધીમાં કયા કયા માણસો ધોવાએલા તે તેમના તડવી જાણે. તા. ૧૧-૧૨-૨૨ થી તા. ૨૯-૯-૨૪ સુધીમાં બીજા લોકોને ધોવાયાના રૂા. મારી પાસે જમે આવેલા છે કે કેમ તે હું કહી શકું નહી કેમકે હું ચોપડા જોઇને તૈયાર થઇને આવ્યો નથી. મારે આ કેસમાં ચોપડા રજુ કરવાના નથી. મારે ત્યાં ચોપડા જોઇને છોટાલાલ શીવાય બીજા લોકોએ તા. ૧૧-૧૨-૨૨ થી તા. ૨૯-૯-૨૪ સુધીમાં ધોવાયાના પૈસા આપેલા કે કેમ તે હાલ મને જવાબ આવતી કાલે આપવાનું હું કહું પણ આવતી કાલે હું મરી જઉં તો હું શી રીતે કહી શકું ચોપડા જોઇને હું તે સવાલનો જવાબ આપી શકું.

| | |
|---|---|
| જાદે ઉલટ તપાસ મુલતવી. | ઇંગ્રેજીમાં સહી. |
| તા. ૨૭-૧-૨૫. | ફ. ક. માજી. |
| નકલ કરનાર. | ખરી નકલ. |
| ગજાનંદ. | I 3/2. |
| મુ. કરનાર. | સીટી. ફ. ક. માજીસ્ટ્રેટ. |
| રણછોડલાલ. | અમદાવાદ. |
| કારકુન. | |
| અરજી આપ્યા તા. ૨૪-૧-૨૫. | હુકમથી. |
| નકલ તૈયાર થયા તા. ૧૦-૨-૨૫. | ઇંગ્રેજી સહી. |
| નકલ આપ્યા તા. ૧૧-૨-૨૫. | સીરસ્તેદાર. |
| | જા. નં. ૧૬. |

# બદ્રીનાથ રણછોડનો તા ૮-૨-૨૫ થી તા. ૫-૨-૨૫ સુધીનો કોરસ.

## પ્રતીજ્ઞા ઉપર ઉલટ તપાસ પાછી શરૂ.

## મી. શીવપ્રસાદના સવાલથી.

તા. ૧૧-૧૨-૨૨ અને તા. ૨૯-૯-૨૪ ની વચમાં ઠાકર છગનલાલ અમુલખની રૂા. ૨૦૧) તા. ૫-૧-૨૪ ના રોજ ધોવાયાની આપેલી છે. તા. ૨૫-૧૦-૨૪ ના રોજ વ્યાસ કનૈયાલાલ ભવાનીશંકર તથા બાળકૃષ્ન ભવાનીશંકરના રૂા. ૪૦૨) તેમને ધોવાયાના આવેલા છે. છગનલાલ અમુલખે વહીવટદારોને પૈસા આપેલા છે ભગવતપ્રસાદ નાનાલાલને પૈસા તેણે આપ્યા નથી. સેન્ટ્રલ બેન્કમાં મારા અને ભગવત પ્રસાદના નામે મેં પૈસા મુક્યા છે તેનું નામ મેં મારી ખુશીથી દાખલ કર્યું છે તે મારો સગો નથી. તેના બાપના પાસે ન્યાતના રૂા. ૩૯૩) લેણા હતા અને તે રૂપીઆ તેણે આપવાનું વચન આપેલું તેથી તેનું નામ મારા નામની સાથે સેન્ટ્રલ બેન્કમાં મેં તા. ૮-૧-૨૪ ના રોજ મુક્યું હતું. તે વ્યવસ્થાપક કમિટિના મેમ્બર છે કે કેમ તે મને ખબર નથી. તે મારી જોડે સહ વહીવટદારમાં નથી. આંક ૨૫ ની જાહેર વિનંતી મને બતાવી તે છાપું મારા જોવામાં આવ્યું નથી હું આજે જ તે છાપું પહેલવહેલું જોઉં છું, હું મારી મેળે એક લખેલો ડ્રાફ્ટ આંક ૨૬ રજુ કરૂં છું તે ડ્રાફ્ટ રમણલાલ આણંદલાલે મારી અને ભગવતપ્રસાદની કનસેન્ટથી લખ્યો હતો ને ડ્રાફ્ટ મુજબ તોહમતદારે આંક ૨૬ છપાયો નહી પણ આંક ૨૭ મુજબનું અમારી કનસેન્ટ વગરનું છાપું છપાવ્યું.

સવાલ—ઠા. છગનલાલ અમુલખની ન્યાતી-ભોજન ન જમવું તેવો વ્યવસ્થાપક કમિટિએ વાંધો ઉપાડેલો કે નહી?

જવાબ—તા. ૮-૧-૨૪ ના રોજ તેઓએ વાંધો ઉઠાવેલો આ વાંધા ઉપરથી આંક ૨૬ નો ડ્રાફ્ટ લખાયો તે વાંધો તા. ૮-૧-૨૪ ના રોજ તે ડ્રાફ્ટને લીધે રદ કર્યો હતો. આંક ૨૭ ને લીધે તે વાંધો રદ કર્યો નહોતો. આંક ૨૬ નો ડ્રાફ્ટ છપાયો નથી. તે ડ્રાફ્ટ ન્યાતનાં ઘણા ભાઇઓને બતાવેલો છે.

સવાલ—આંક ૨૬નો ડ્રાફ્ટ રમણલાલે લખ્યો તે વખતે ભગવતપ્રસાદ હાજર હતા?

જવાબ તે ડ્રાફ્ટ લખાયો તે વખતે ભગવત પ્રસાદ હાજર નહોતો પણ તેણે રમણલાલને કહ્યું કે તમે અને બદ્રીનાથ મળીને ડ્રાફ્ટ કરો.

સવાલ—તે ડ્રાફ્ટ તમે ભગવત પ્રસાદને મોકલ્યો હતો.

જવાબ—હા, તે ડ્રાફ્ટ ભગવત પ્રસાદે વાંચ્યો હતો.

આંક ૧૧ નું છાપું મારા જોવામાં આવ્યું નથી મેં તડવીઓના નામ આપેલા છે. આંક ૧૨ ના ૧૦૫ નામમાંથી તડવી કોણ કોણ છે તે હું અત્યારે કહી શકતો નથી.

આંક ૧૩ ન્યાતના લોકોએ રીજેકટ કર્યો હતો તે આંક ૧૩ પછી ન્યાતના લોકો વાડીમાં અને બીજે ઠેકાણે જમવા ગયા હતા.

ફરી તપાસ મુલતવી
તા. ૪-૨-૨૫

અંગ્રેજીમાં સહી.
ફે. ક. માજી.

